૬૭



મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગૂજરાતી પેહેલી ચોપડી.

આ


ટી. સી. હોપ,

માજી એજ્યુકેશનલ ઈન્સ્પેક્તર, ઉ. ભા.

એમ્. એ. એ રચી.


---

કાયમ ઠસાની


૧૧ મી. આવૃત્તિ—૫૦૦૦૦ પ્રત.


---



---


મુંબઈ.

ગવર્નમેંત સેંત્રલ બુક ડીપો.

સન ૧૮૭૯.




કીમત દોડ આનો.



The Department of Public Instruction, Bombay.

# GUJARÁTI FIRST BOOK.

BY

T. C. HOPE, C.S.,

LATE EDUCATIONAL INSPECTOR, N.D.

STEREOTYPED.
ELEVENTH EDITION.—50,000 Copies.



Bombay:
GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1876.

*Price* 1½ *Anna.*

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગૂજરાતી પેહેલી ચોપડી.

આ

ટી. સી. હોપ,

માજી એજ્યુકેશનલ ઈન્સ્પેકતર, ઉ. ભા.

એઓએ રચી.

કાયમ ઠસાની

૧૧ મી. આવૃત્તિ—૫૦૦૦૦ પ્રત.



મુંબઈ.

ગવર્નમેંત સેંત્રલ બુક ડીપો.

સન ૧૮૭૯.



કીમત દોઢ આનો.

# પેહેલી ચોપડી શીખવવાની રીત.

૧ આ દેશમાં આજસુધી વાંચતાં તથા લખતાં શીખવવાની રીત ચાલતી હતી, તેથી આ ચોપડીમાં કેવળ જુદી રીત છે, માટે એ નવી રીત બધા મેહેતાજીઓએ સારીપેઠે સમજવી જોઈએ. મૂળાક્ષર, બારાખડી, ને જોડાક્ષર શીખતાં છોકરાંનો ઘણો વખત જતો હતો, અને તેમને બાહુ અકળામણ આવતી હતી. યુરોપખંડના વિદ્યાવાન અને છોકરાં ભણાવવાના કામમાં અનુભવી પુરૂષોને એ અને બીજાં કારણોથી એ જુની રીત ખોટી માલમ પડી. જે નવી રીતની તેઓ ભલામણ કરે છે, તેપ્રમાણે આ ચોપડી લખી છે. એમાં મુખ્ય મતલબ એ છે કે વાંચતાં, લખતાં, ને અર્થ, એ ત્રણ જોડે શીખવવાં, ને તેમાં જેમ બને તેમ રસ ઉપજે, ને છોકરાં કાયર ન થાય, તેમ કરવું. જે જે વસ્તુનાં નામ પાઠમાં આવે, તે વસ્તુ પાઠ ચાલતી વખતે બને ત્યાંસુધી છોકરાંને દેખાડવી અને તે શેની બનેલી છે તે પૂછી સમજાવવું.

૨. જે છોકરાં વાંચતાં શીખ્યાવગર નિશાળે બેસે તેમને એ ચોપડી આરંભ્યાપેહેલાં, આકારની પેટી નિશાળમાં હોય, તેમાંનું સર્વે સારી પેઠે શીખવી રહ્યાપછી, આ ચોપડી નીચે લખેલી રીતે આરંભવી. પેહેલા પાઠને મથાળે "મા, બા, છે." એ બોલ લખ્યા છે, તે કાળા પાટીઆઉપર ચાકવડે લખવા, ને તે છોકરાંને વંચાવવા.

તે આ રીતે. છોકરાંનું મન લગાડવાને કેહેવું, જુઓ, આ (આંગળીવતી અક્ષર દેખાડીને) "મા" છે. પછી તેમની પાસે 'મા' કહેવડાવવું. 'મ' ને કાનો 'મા,' એ રીતે ન બોલાવવું, એકદમ 'મા' કહેવડાવવું. પછી 'મા' નો અર્થ સમજાવવો. તે આવડે ત્યારે એજ રીતે 'બા' એ બોલ ને તેનો અર્થ શીખવવો. ફરીથી યાદ દેવડાવીએ છીએ કે કાનો, માત્રા, અજ્જુ, વરડું, એ કાંઈ હાલ શીખવવું નહીં, એજપ્રમાણે 'છે' શીખવવો. જ્યારે ત્રણે બોલ આવડે ત્યારે તેને પાટીઆપરથી ભૂશી નાખવા, ને ત્રણમાંથી ગમે તે લખવો, ને જોવું કે છોકરાંને અર્થસુધાં આવડે છે કે નહીં. એમ ત્રણે બોલ તપાશી જોયાપછી પાઠ વંચાવવો, ને તેમાં એક એક બોલ છુટા બોલાવવો. કોઈ ઉચ્ચાર ખોટો કરે તો તેને ફરીથી વંચાવવું. એમ આખો પાઠ શીખવવો. પાઠ એવો શીખવવો કે તેમાંના બોલ જ્યાં આવે ત્યાં તુરત ઓળખાય, ને તેનો અર્થ સમજાય. રોજ જે વાંચતાં શીખવવું તેજ લખતાં શીખવવું. સૌ છોકરાં પોતપોતાની ચોપડીમા જોઇને લખે. એ રીતે આખી ચોપડી શીખવવી. પણ આગળ જતાં થોડી વધારે જુગતી કરવાની છે તે નીચેની કલમમાં મેહેતાજી સારૂ કરી દેખાડી છે, તેમુજબ મેહેતાજીએ કરવું.

૩. તેરમા પાઠથી મથાળે બે તરેહના બોલ લખ્યા છે; ડાબે પાસે નવા બોલ લખ્યા છે, ને જમણે પાસે આવી ગએલા બોલના ભાગઉપરથી થએલા બોલ લખ્યા છે. નવા બોલ તો ઉપર કહ્યા પ્રમાણે શીખવવા, ને શીખેલા બોલઉપરથી થએલા બોલ આ

મુજબ શીખવવા. ૧૩ મા પાઠમાં જમણે હાથે "લેજે" છે; પા-ટીઆપર એ શબ્દ લખવો; ને તેમાંથી 'જે' ઊપર હાથ ઢાંકવો, ને પૂછવું કે, આ બાકી શું રહ્યું છે? છોકરાં કહેશે 'લે.' તેનો અર્થ પૂછવો. પછી 'લે' ને હાથ વતી ઢાંકવો, ને પૂછવું આ શું છે? છોકરાં કહેશે જે "જે." એનો અર્થ પૂછવો. પછી હાથ લઈલઈને આખો બોલ વંચાવવો, ને તેનો અર્થ સમજાવવો. તેમજ ચોદમા પાઠમાં "તેલ" એવો બોલ છે, એ ઠેકાણે પેહેલાં "તે" લખવો, ને વંચાવવો, તથા અર્થ પૂછવો. પછી "લઊ" લખવો, વંચાવવો, ને અર્થ પૂછવો, પછી કહેવું કે, જુઓ એ "લઊ"માં બે ભાગ છે એમ કહી હાથ વતી 'ઉ' ઢાંકી પૂછવું કે, આ શું છે? છોકરાં કેહેશે 'લ'. પછી "ઉ" તેની પાસે લખવું ને કહેવું, વાંચો. એમ એ બોલ વાંચતાં શીખવવો, ને એનો અર્થ શીખવવો. એવા શબ્દ જે પાઠમાં આવે તે એ રીતે શીખવવા.

૪. એકવીશામાં પાઠથી જરા વધારે જુગતી કરવી. એ પાઠમાં નવા બોલમાં 'તારે' ને 'ઘર' છે; એ બે વાંચતાં આવડે, ત્યારપછી 'તા' ને હાથ ઢાંકી પૂછવું, આ બાકી રહ્યું તે શું છે? છોકરાં કહેશે 'રે', પછી 'ઘ' ને હાથે ઢાંકી બાકી રહેલો અક્ષર પૂછવો, આ શું છે? છોકરાં કહેશે 'ર.' આગલા 'રે' ની માત્રા ઢાંકી બાકી રહેલો અક્ષર પૂછવો, આ શું છે? છોકરાં કહેશે 'ર.' હાથ ઉઠાવી લઈ પૂછવું, હવે શું છે? છોકરાં કહેશે 'રે.' ત્યારે માત્રા દેખાડી પૂછવું કે, આ માથે મુક્યાથી શું થાય છે? છોકરાં કહેશે 'એ' વધે છે,

ત્યારે કહેવું કે આ "એ" ની નિશાની છે: એને માત્રા કહે છે. એમ આગળ પાઠમાં માત્રા, કાનો, અજ્જુ, વરડું, વગેરેના ભેદ દેખાડવાને જે પાઠની નીચે કહ્યું છે, ત્યાં દેખાડવો.

૫. છેલ્લું કહેવાનું એ કે કાંઈ પણ કાચું રહે એવું શીખવવું નહીં. જે શીખવીએ તે પાકું આવડે ત્યારેજ બીજું શીખવવું.

## પાઠ ૧.

### મા. બા. છે.

| | |
|---|---|
| મા છે. | બા છે. |
| બા, મા છે? | મા, બા છે? |
| મા છે, બા? | બા છે, મા? |

---

## પાઠ ૨.

### ભૂ. પા.

| | |
|---|---|
| ભૂ પા. | ભૂ છે. |
| બા, ભૂ પા. | મા, ભૂ પા. |
| ભૂ પા, મા. | ભૂ પા, બા. |
| મા, ભૂ છે. | ભૂ છે, બા? |
| છે ભૂ, મા? | છે ભૂ, બા? |

## પાઠ ૩.

| પી. | જા. |
|---|---|
| ભૂ પી. | બા પી. |
| પી બા. | જા પી. |
| પી જા. | જા બા. |
| જા મા, પી. | મા, ભૂ પી. |
| બા, ભૂ પી. | બા, જા, પી. |
| જા મા, ભૂ છે. | બા, ભૂ છે, જા પી. |

---

## પાઠ ૪.

| ભા. | તું. |
|---|---|
| ભા છે. | જા ભા. |
| તું જા. | તું પી. |
| બા, તું જા. | મા, તું પી. |
| તું ભૂ પી. | ભા, તું જા. |
| ભા, જા, ભૂ પી. | તું ભૂ પી ભા. |
| બા, ભૂ છે, તું પી. | ભા, તું જા, ભૂ પી. |

## પાઠ ૫.

| આ. | જો. |
|---|---|
| આ જો, મા. | બા, તું જા. |
| ભા, તું પી. | જો, આ પી. |
| જો, આ ભૂ છે. | આ ભૂ તું પી. |
| જા જો, બા છે? | આ જો, ભા છે. |
| જા તું, આ ભૂ પી. | જો બા, આ ભૂ છે. |
| આ ભૂ છે, જા તું પી. | જો, આ ભૂ છે, જા પી. |

---

## પાઠ ૬.

| ઘી. | ખા. |
|---|---|
| આ ઘી છે. | તું ભૂ પી. |
| આ ઘી ખા. | જા ભા, ઘી ખા. |
| મા, તું ઘી ખા. | ખા, તું ભૂ પી. |
| બા, આ ઘી તું ખા. | જો મા, આ ઘી છે. |
| ભા, આ ઘી છે, તું ખા. | જા બા, તું આ ઘી ખા. |
| જો, આ ઘી છે, તું ખા. | ભા, જો, આ ભૂ છે, તું પી |

## પાઠ ૭.



# એ. બી. શું

એ શું છે?
આ બી છે, બા.
તું એ બી ખા.
જો બા, આ શું છે?
તું જો, બા, એ ઘી છે.
જો મા, એ ભૂ છે, તું પી.

બા, તું જા.
એ બી તું ખા.
મા, એ શું છે?
જો બા, આ ભૂ છે.
જા તું જો, એ બી છે.
બા, જો, એ ઘી છે, તું પી.

## પાઠ ૮.

### લે.

લે મા, આ જો.
જા તું તે બી ખા.
જા બા, તું તે પી.
મા, જો, આ શું છે?
જો ભા, તું તે ઘી લે.
લે જો, આ શું છે, બા?

### તે.

બા, તું તે પી.
બા, તું તે લે.
લે મા, આ તું પી.
લે, જો, આ ભૂ છે.
લે જો મા, આ શું છે?
તે ઘી છે બા, તું ખા.

---

## પાઠ ૯.

### જી.

જો, તે જી છે.
ના, એ ભા છે.
જી, તું તે બી ખા.
ના બા, તું ખા.
લે, આ જો, એ શું છે.
જી, એ શું છે, તું લે.

### ના.

લે જી, આ ખા.
ના, તું આ લે.
જો મા, તે જી છે.
લે બા, આ ભૂ છે.
ના બા, એ ઘી છે.
જી, લે, આ ભૂ છે, તું પી.

## પાઠ ૧૦.



| હા. | રૂ. |
| --- | --- |
| જો, આ રૂ છે? | જી, આ રૂ લે. |
| હા, એ રૂ છે? | હા, તું એ લે. |
| એ રૂ તું લે, જા. | એ રૂ તું ના લે. |
| હા, તું આ લે. | બા, તું આ બી લે. |
| બા, જા, તું એ રૂ લે | ના મા, તું એ રૂ લે. |
| આ બી છે, બા, તું જો. | હા ભા, આ ભૂ છે, તું એ પી. |

પાઠ ૧૧.

## તાતા.* છી.

| | |
|---|---|
| તું તાતા લે. | આ ભૂ તું પી. |
| ના, એ છી છે. | ના, તે છી છે. |
| જો, આ તાતા છે, બા? | શું, આ તાતા છે, બા? |
| હા મા, એ તાતા છે. | હા ભા, જો એ તાતા છે. |
| જા ભા, તું એ રૂ લે. | મા, લે, આ બી તું ખા. |
| ના, એ રૂ છી છે. | ના ભા, એ બી છી છે. |

પાઠ ૧૨.

## કે. બાઊ. જે.

| | |
|---|---|
| મા, આ ઘી છે કે ભૂ? | તું બાઉ કે તાતા લે. |
| જે છે, તે તું લે, ભા. | જે બાઉ છે, તે તું ખા. |
| બા, એ ભા છે કે મા? | ના, એ છી છે, તું જો. |
| જો ભા, આ બા છે કે જી? | આ શું છે, બા? |
| જો આ બી છે કે શું? | આ બાઉ છે? |
| એ બાઉ છે. | જે બાઉ છે તે લે. |

* તાતા એટલે રોટલા. સુરતમાં તેને ઠેકાણે પાપા કહે છે.

## પાઠ ૧૩.



| હું | લેજે. |
|---|---|
| લઉં.* | |
| મા, તાતા લેજે. | બા, તું બી લેજે. |
| બા, હું તાતા લઉં ? | બા, હું લઉં કે ? |
| ના બા, એ છી છે. | હા મા, તું લેજે. |
| આ શું છે, ઘી કે બા? | ના ના, જો, એ છી છે. |
| હા, તું લેજે. | શું, આ બી છે ? |
| હું આ રૂ લઉં કે ઘી. | એ રૂ છે, બા. |

* આ ટેકાણે મેહેતાજીએ હરકોઈ અક્ષરને માથે અનુસ્વાર આવે ત્યારે કેમ ઉચ્ચાર કરવો તે શીખવવું.

## પાઠ ૧૪.

| | |
|---|---|
| વાવા. | તેલ. |
| મારૂં. | આપ. |

| | |
|---|---|
| આ તાતા આપ. | આરૂં ઘી આપ. |
| જો, એ વાવા છે. | આ ઘી વાવા છે. |
| ભા, એ તાતા લે. | આ મારૂં છે, તું આપ. |
| આ મારૂં ભૂ આપ. | એ તેલ છો છે કે? |
| એ તેલ મારૂં છે. | ના, એ વાવા છે. |
| એ મારૂં છે, હું લઉં કે? | લે, જો, વાવા છે કે છો? |

## પાઠ ૧૫.

છું.
મને.
લાવ.

ખાજે.
ખાઉં.
પીઉં.

એ રૂ લાવ, બા.
બા, તું ઘી લે.
હું ભૂ લઉં, મા?
લાવ, આ તેલ મને આપ.
હું એ ખાઉં છું.
તું શું લે છે?
હું ભૂ પીઉં છું.

જી, તેલ લાવ.
બાપા, જો, આ શું છે?
એ તાતા મને આપ.
હું એ ખાઉં, બાપા?
લાવ, હું ખાઉં છું.
મા, તું ખાજે.
જી, મને રૂ આપ.

## પાઠ ૧૬.



જાય.

આવું.

ભા, તું આવ.

બાપા, તું એ આવ.

બા, હું આવું?

બાપા, કેમ છે વારૂ?

તે કેમ જાય છે?

એ હું ખાઉં બાપા?

આવ.

કેમ.

કેમ મા, હું આવું?

તું ના આવ.

હું જાઉં છું બાપા.

હું જાઉં કે તે જાય?

જે જાય તે જાય.

હું આવું છું બાપા.

## પાઠ ૧૭.

| | |
|---|---|
| ત્યાં. | જાઉં. |
| તલ. | તે. |

| | |
|---|---|
| મા, મને તલ આપ. | જો એ તલ છે. |
| તે ત્યાં છે, તું લે બા. | એ મને આપ. |
| આ શું છે મામા? | ના, તું ત્યાં લેજે. |
| તું ત્યાં જા ને જો. | આ તલ તું ખા. |
| હું કેમ જાઉં વારૂ? | બાપા, મને ઘી ને તાતા આપ. |
| એ તલ છે કે તેલ છે? | |
| તું એ જીને ત્યાં આપજે. | ના, ત્યાં લેજે. |
| આ શું છે બા? | જો આ હું કેમ લઉં? |

## પાઠ ૧૮.

| | | |
|---|---|---|
| દે. | ભાત. | જોવા. |
| આજ. | ખાવા. | લેવા. |

મા, મને ખાવા દે.
આવ, આ લે.
આ ભાત હું લઉં કે?
એ મને આજ લેવા દે.
બા, મને ભાત ખાવા દે.
જો જી, હું ખાઉં છું.
તું આજ ના જા.

બાપા, મને જોવા દે.
હું આજ જોવા જાઉં છું.
હું આવું કે, બા?
આજ તું ના આવ.
તું જા ને ભાત ખા.
હા, જી, હું જાઉં છું.

## પાઠ ૧૯.



### નહીં.

### દૂધ.

મા, મને ભાત ને દૂધ આપ.
ના, એને દૂધ નહીં.
આજ બા જાય છે.
ના, તે નહીં જાય.
મામા, હું પછી નહીં જાઉં.
જો, આ દૂધમાં શું છે?
તે હું જોઉં છું, બાપા.

### મામા.

### પછી.

મને જવા દે બા.
ભૂ પી, પછી જા.
હું તાતા ને દૂધ ખાઉં ?
હું જાઉં છું, બાપા.
જી, મને દૂધ આપ.
હું દૂધ ને તાતા ખાઉં?
ના, પછી ખાજે.

## પાઠ ૨૦.

### મારા. હશે.

જો બા, આ શું છે?
હશે, જે છે તે.
બાપા, એ કેમ હશે?
જેમ હશે તેમ.
આં તાતા મારા હશે?
ના બાપા, એ મારા છે.
મને એ જોવા દે.
હું તે જોવા આવું કે?

### જોવું.

એમાં શું જોવું છે?
એ મારા તલ છે.
મારા બાપા ત્યાં હશે?
ના, મારા બાપા જાય છે.
તું આવ બા.
બાપાને એ તેલ જોવું છે.
જી, તું એ ખાજે.

## પાઠ. ૨૧.



**તારે.*** **તારૂં**

**ઘર.**

| | |
|---|---|
| તારે શું ખાવું છે? | એ મારૂં છે બાપા? |
| જો આ તારૂં છે. | ના, એ તારૂં નહીં. |
| તે દૂધ પીશે. | તારે તલ ખાવા છે કે? |
| જો, આ મારૂં ઘર છે. | ભા મને આપશે? |
| ના, એ ઘર મારૂં છે. | આવ, મારૂં ઘર જો. |
| તારે ભૂ પીવું છે? | ના, હું નહીં આવું. |
| એમાં શું હશે? | તારે ખાવું છે કે નહીં? |

* અહીં માત્રાનો ભેદ દેખાડવો.

## પાઠ ૨૨.

| | | |
|---|---|---|
| ઘેર. | હતું. | મારે. |
| ગોળ. | ભાવશે. | હતાં. |

આજ તારે ઘેર શું હતું?
તાતા, દૂધ ને ગોળ હતાં.
એ ભાને આપજે.
ના, મારે ખાવું છે.
માજી, આ ભુ હું પાઉં?
તને ગોળ ભાવશે?
હા, હું ગોળ ખાઉં છું.

હું મારે ઘેર જાઉં છું.
હા, તું તારે ઘેર જા.
એને તાતામાં ખાજે.
ના, માજી, હું નહીં લઉં
ના ના, એ છી છે.
જો, એ વાવા છે.
તારે ઘેર ગોળ છે?

## પાઠ ૨૩.

| શાક. | આવશે. |
| --- | --- |
| તારી. | ઊંઘે. |
| દાળ. | દેશે. |

લે, આ શાક ને દાળ ખા.

ના, હું દાળ નહીં ખાઉં.

એ તારૂં શાક છે, કેમ?

આ મારૂં છે.

હું જાઉં છું, તું આવજે.

તેને દાળ ને શાક ખાવા દે.

તારી મા શાક ખાવા દેશે?

તારી મા આવશે કે નહીં?

હા, પછી આવશે.

હું એ પછી આવું કે નહીં?

તું આવ ને જો.

મામા, એ આવશે કે નહીં?

ના, તે ઘેર ઉંઘે છે.

આજ કેમ ઉંઘે છે, વારૂ?

## પાઠ ૨૪.

હાથ.
તારા.
પગ.

જોઊં.
લેવું.

જોઉં તારા હાથ.
તારે શું લેવું છે ?
મને ગોળ આપ.
તારા પગમાં શું છે ?
મને જોવા દે.
તેને તારા હાથ પગ જોવા દે.
પછી જોવા આવજે.
તારા પગ જોવા દે.

પગમાં શું જોવું છે, વારૂ?
તારે પગ છે કે નહીં?
જો, આ પગ ને આ હાથ.
તારી માના હાથમાં ગોળ આપ.
ના, મારા હાથમાં લઉં.
પછી લેજે મામા.

## પાઠ ૨૫.

| | |
|---|---|
| નથી. | નાક.* |
| કાકા. | તમારા. |
| ક્યાં. | |

જોઉં તારૂં નાક ક્યાં છે ?
જો, આ નાક છે.
તમારા કાકા ક્યાં છે ?
મારા કાકા ઘેર છે.
ના, કાકા ઘેર નથી.
નથી કેમ? જો તે ઉંઘે છે.
તારા નાકમાં શું છે ?
કશુંએ નથી.
બા, તારૂં નાક જોઉં? હા જો.

લે બા, આ દૂધ કાકાને આપ.
દૂધ ક્યાં છે ?
આ મારા હાથમાં છે.
ના, તમારા હાથમાં નથી.
તે ક્યાં છે ?
તમારા કાકાને ઘેર છે.
કેમ, ત્યાં આજ શું છે ?

---

* અહીં "કાકા" ને "નાક" ઉપરથી કાનાનો ભેદ શીખવવો.

પાઠ ૨૬.

| | |
|---|---|
| કાંઈ. | વાત. |
| આપું. | કહું. |
| બેન. | ખાવું. |

આવ, હું તને કાંઈ આપું.
શું આપું બા ?
શાક આપજો.
તમારા હાથમાં શું છે ?
કાંઈએ નથી.
આવ બેન, હું કાંઈ આપું.
જોઉં, એ શું હશે ?
હું તને કાંઈ આપું.

ક્યાં, મારા ઘરમાં ?
મારા ઘરમાં બેન છે.
જોઉં બેન, તારે કને કાંઈ છે ?
આવ બેન, વાત કહું.
તમારે ખાવું છે ?
તારે ક્યાં ખાવું છે?

પાઠ ૨૭.

| | |
|---|---|
| કોણ. | એક. |
| થાય. | બે. |
| માસી. | ભાઈ. |

એ કોણ છે બાપા ?
એ તારા કાકા છે, ભાઈ.
તારા કાકા તે મારા ભાઈ થાય.
બાપા, મારે બે ભાઈ ને એક બેન છે.
તમારે બે ભાઈ છે ?
મારે એક ભાઈ છે, તે તારા કોણ થાય?
તે મારા કાકા થાય.

બા, મા*મા તે કોણ ?
તારી માના ભાઈ તે તારા મામા થાય.
તારી માની બેન તે તારી માસી થાય.
માસી ક્યાં છે ?
માસી ઘેર ઉંઘે છે.
હું માસીને ઘેર જાઉં ?
ત્યાં કોણ હશે?

---

* 'કોણ' ને 'કાકા' ઉપરથી કાનો ને એક માત્રા આવેથી કેમ વાંચવું એ સમજાવવું.

## પાઠ ૨૮.

| | |
|---|---|
| જાણે. આપીશ.* | કરશે. સરત. |
| મસ. લાવી. | ખાશે. બાજરી. |

જો ભાઈ, તારી માસી દૂધ લાવી.

માસી, મને મસ આપ.

વારૂ ભાઈ, તું મસ લેજે.

મારી બેનને આપીશ કે નહીં ?

હા, મસ છે, હું આપીશ.

તે મસ દૂધને શું કરશે, કોણ જાણે.

તાતા લાવી તેમાં ખાશે.

તાતા શેના થાય બેન ?

કોણ જાણે, મને સરત નથી.

મારા બાપા જાણે છે.

ભાઈ, તાતા ઘઉંના થાય, ને બાજરીના થાય.

આજ તું શું લાવી ?

બાજરી લાવી છું.

તું મને આપીશ કે નહીં ?

---

* "આપીશ" ને "આપ" એ બોલાઉપરથી અજાજુનો ભેદ સમજાવવો.

## પાઠ ૨૯.

| | | | |
|---|---|---|---|
| પૂછો. | માગે. | કામ. | પૂછું. |
| કહો. | તો. | કહું. | જોઇશે. |

તમે પૂછો કે એ કોણ છે ?
મારે શું કામ છે ?
તો હું એને પૂછું બાપા?
હા, તમો પૂછો.
બાપા, એ કાંઈ માગે છે ?
શું માગે છે ભાઈ ?
તે તો કોણ જાણે.
એ કાંઈ ખાવાને માગે છે.

એને કહો પછી આવજે.
ના બાપા, હું તો નહીં કહું, તમે કહો.
જે માગે તે આપું ?
પૂરી ને ખાઉ આપું ?
હા પૂછો, તે માગે તો તે આપજો.
કહો ભાઈ, તમારે શું જોઈશે?

---

*'પુછો' ને 'પછી' ઉપરથી ઉ અથવા વરડું લગાડ્યાથી શો ફેર થાય છે, તે દેખાડવું.

## પાઠ ૩૦.

| | |
|---|---|
| જુઓ. માગી. | કેરી. કોણે. |
| હતી. આપો. | તણે. બેને. |

જુઓ, આ કેરી છે.
એ કેરી મને આપો.
એ કેરી તેણે માગી હતી.
કોણે માગી હતી ?
મારી બેને માગી હતી.
શા સારૂ માગી હતી ?
ખાવા સારૂ માગી હતી.
લો, આપો.
જુઓ, ભાઈ, આ શું છે ?

ના, હું નહીં જોઉં, તમે જુઓ.
મારા હાથમાં આપો તો જોઉં.
તમારા કાકાને કહો, તે આપશે.
મારા કાકા ત્યાં નથી.
જુઓ, એ કોણ છે ?

## પાઠ ૩૧.

| | | | | |
|---|---|---|---|---|
| તમે. | ભૂખી. | પણ. | થઈ. | બહાર. |
| ભૂખ. | કહે. | લાગી. | ખાશો. | જાઓ. |

તમારી બેન ભૂખી થઈ છે.
મને પણ ભૂખ લાગી છે.
તમે શું ખાશો ?
તું કહે તે ખાઉં.
તમે ક્યાં જાઓ છો?
હું બહાર જાઉં છું.
મને ભૂખ લાગી નથી.

તું બહાર આવે છે?
હું ભૂખી છું તે કેમ આવું?
ભૂખ લાગી હોય તો ખા.
તમે શું લાવશો ?
માસી કહે તે લાવીશ.
માસી ભૂખી છે.
તે કહે તે તમે કરજો.

## પાઠ ૩૨.મો



| | | |
|---|---|---|
| પાસે. | બીજો. | ગઈ. |
| ભાભી. | ક્યારે. | કાકો |
| તેની. | ત્યારે. | ઊભું. |

તમારો બીજો ભાઈ ક્યાં છે?
તે વાત હું નથી જાણતો.
તમારી ભાભી ઘેર છે?
ના, તેની માને ઘેર ગઈ છે.
પાછો ક્યારે આવશે?
તે મને કહી નથી ગઈ.
આવશે ત્યારે તમને કહીશ.

ભાભી પાસે જા.
જો, તેની મા આવી.
તેની પાસે કોણ ઉભું છે?
તેની માસી છે.
પાસે બીજો કોણ છે?
એ બીજો ભાભીનો કાકો છે.
તેની બેન ક્યારે આવશે?

## પાઠ ૩૩.

ગુંદર. સોનું.
આંખો. આવે.

જો બા, મામા આવે છે.

એના હાથમાં ગુંદર છે કે શું?

ના, ભાઈ, એ બીજું કાંઈ છે.

સોનું છે. તારૂં સોનું મને જોવા દે.

મામા, જીને કહો, ગુંદર લેતી આવે.

ભાઈ, જીની પાસે ગુંદર નથી.

હું તને ગુંદર કાલે આપીશ.

બીજું. જૂની.
લેતી. કાલે.

મારે બે આંખો છે.

એક નાક છે, બે કાન છે.

બે હાથ છે, ને બે પગ છે.

મારી ભાભીની આંખો જુઓ.

કેમ, તેની આંખોને શું છે?

કોણ જાણે, હું નથી જાણતો.

તે કોણ આવે છે?

## પાઠ ૩૪.

ચાર. માથું. માથાં. પશુ.

કેટલાં. છત્રી. હોય.

તારે કેટલાં માથાં છે?
મારે એક માથું છે.
તમારે પગ કેટલા છે? બે.
કોઈને ચાર પગ હોય?
હા, પશુને ચાર પગ હોય.
કોઈને ચાર માથાં હોય?
ના, માથું તો એકજ હોય.
તમે છત્રી જોઈ છે?
હાજી, મારે ઘેર ચાર છત્રીઓ છે.

ચાર છત્રીઓને શું કરો છો?
એક મારા બાપની, બે મારા ભાઈની, ને એક મારી.
તારી છત્રી કાલે લાવજે, મારે જોવી છે.
તારે કેટલા ભાઈ છે, ને તારા બાપને કેટલા ભાઈ છે?

## પાઠ ૩૫.

| | | | |
|---|---|---|---|
| પૈસો.* | તેડી. | નાની. | ખીર |
| આવો. | આપણા. | બીજું. | પૂરી. |
| જોડે. | | જઈશ. | |

ભાઈ, આપણા ઘરમાં આવો, પૈસો આપું. મારી જોડે મારી બેન છે તેને જોડે તેડી લાવું? કઈ બેન જોડે છે? મારી નાની બેન છે તે. આવો બેન, આવો, મારી જોડે તેમને બહાર તેડી-જઈશ, ને પૈસો આપીશ. આપણા ઘરમાં તો આવો.

નાની બેન, તમારી જોડે આ બીજું કોણ છે? મારા ભાઈને તેડી લાવી છું. એને પૈસો આપીશ? તમે ક્યાં જાઓ છો? મારી ભાભીને ઘેર જાઉં છું. તમને મારી જોડે તેડી જઈશ. ત્યાં ખીર પૂરી ખાવાનાં છે.

---

## પાઠ ૩૬.

| | | | | |
|---|---|---|---|---|
| સારો. | મેળે. | કાગળ. | લખાવશે. | વારે. |
| માટે. | લીધો | કેવો. | લખીશ. | આવડે. |

જુઓ, આ કાગળ કેવો સારો છે! એ તમે કોને કહીને લીધો? મેં મારી મેળે લીધો. પોતાની મેળે શા માટે લીધો?

---

* 'પૈસો' એ બોલઉપરથી અક્ષરને માથે બે માત્રા હોય ત્યારે કેમ વાંચવું તે શીખવવું.

મારે જોઇતો હતો માટે લીધો. એ કોનો છે ? મારો છે, મારા બાપ પાસેથી એકવાર લીધો હતો. શા માટે લીધો હતો ? એક વાર કાંઈ કામ માટે લીધો હતો. તમને કોણ લખાવશે ? મારી મેળે લખીશ. મેળે તે આવડે ? મારો પાસે પણ એવો સારો કાગળ છે. એ સારો કાગળ માપાસેથી લીધો હતો.

---

## પાઠ ૩૭.

| | |
|---|---|
| બૂમો. | પાડો. |
| થયું. | પાડશો. |

આજ તમને શું થયું છે બાપા ? કાંઇ થયું નથી ભાઈ, હું સારો છું. ત્યારે બૂમો શા માટે પાડો છો ? જે થયું હોય તે કહો. હું જીને તેડી લાવું. બૂમો ના પાડો. તે કયાં ગઈ છે ? મારા મામાને ઘેર ગઇ છે. ત્યાં કેમ ગઇ છે ? મામાને જોવા. કેમ, તેને શું થયું છે? કોણ જાણે શું થયું હશે. બૂમો શાસારૂ પાડો છો ? જી તો આવી, તમે બૂમો પાડશો તો તમારી પાસે આવશે. તમે બૂમો ના પાડશો, હું તેડી લાવું.



## પાઠ ૩૮.

| | | | | |
|---|---|---|---|---|
| બેસું. | ઘોડે. | છોકરા. | જાડો. | ચાકર. |
| ઘોડો | કયે. | આપણે. | આવડે. | ભીમો. |

જો છોકરા, આ કેવો સારો ઘોડો જાય છે! બાપા, એ ઘોડે હું બેસું? ના, એ ઘોડો આપણો નથી. ત્યારે કયે ઘોડે બેસું? આપણો ઘોડો છે તેપર બેસું? હા, આપણો ઘોડો ક્યાં છે? આપણે ઘેર છે. તે ઘોડે ક્યારે બેસું? કાલે. તે તારે માટે લીધો છે. આ બીજો ઘોડો જાય છે; એ કેવો જાડો છે! એની આંખોને શું થયું છે? કાંઈ નથી થયું. આપણો ઘોડો લાવું કે, બાપા? તને તે લાવતાં આવડે? આપણો ચાકર ભીમો છે તેને કહે કે લાવે.

## પાઠ ૩૯.

| | | |
|---|---|---|
| આણું. | ઉભી. | પીવું. |
| બહુ. | છોડી. | કાચા. |
| પાણી. | શો. | તરસ. |
| ખપ. | કને. | લાગી. |

ઉભી રેહે છોડી, હું દાણા આણું, તે લઈ જા. મારે તમારા દાણાનો શો ખપ છે? મારી કને બહુ દાણા છે. વારૂ, પાણી આણું તે તો પી. પાણીને શું કરૂં? મને તરસ નથી લાગી. મારે ઘેર પાણી બહુ છે. મારે તમારા દાણાએ નથી લેવા, ને તમારૂં પાણી પણ નથી પીવું. મારા દાણાનો આજ ખપ નહોય તો કાલે ખપમાં આવશે. બહુ છે, તેમાંથી થોડા તો લઈને ખા. કાચા દાણા કોણ ખાય? ઉભી રેહે ત્યારે, બીજું કાંઈ આણું. ના, આજ નહીં. હું કાલે આવીશ.

---

## પાઠ ૪૦.

| | | | |
|---|---|---|---|
| ભલી. | રાંધે. | ખવાડતાં. | ખવાય. |
| પેટ. | ખાધા. | દહાડો. | રાંધેલા. |

આવ, ભલી છોડી, આવ. તું કાલે આવી હતી તેજ કે? હા, ને મને કાચા દાણા ખવાડતા હતા તેજ તમે કે? કાચા

નહીં તો કેવા ખવાય? મેં તો કોઈ દહાડા કાચ્ચા દાણા ખાધા નથી. હું તો રોજ રાંધેલા દાણા ખાઉં છું. કાચ્ચા ખાઇએ તો પેટમાં દુખે. કાચ્ચા દાણા ખાધાથી કોઈ દહાડે તારા પેટમાં દુઃખ થયું છે? તું રાંધે છે કે તારી મા રાંધે છે? મારી બેન રાંધે છે. તારી મા પણ તારા જેવીજ ભલી છે કે? હાજી, ને મારી બેન પણ બહુ ભલી છે.

---

## પાઠ ૪૧.

| | | | |
|---|---|---|---|
| બાપડા. | દાંત. | વહુ. | ભલાં. |
| ધીમે. | મધ. | એમને. | બાપડી. |
| અમે. | આપણી. | ડોસી. | તેમને. |
| ઝટ. | શેરી. | હીંડાતું. | ચાલે. |

જો મા, આ બાપડા ડોસાને દાંત નથી. એના હાથમાં મધ છે. એ કેવા ધીમે ધીમે ચાલે છે. હા ભાઈ, એ બાપડાથી ઝટ હીંડાતું નથી, માટે એ ધીમે ધીમે ચાલે છે. એ ડોસો આપણી શેરીમાં રહે છે. એની વહુ છે તેએ ડોસી છે. તે બાપડીથી તો જરાએ હીંડાતું નથી. એ ડોસો દાણા લાવે છે, ને તે ડોસી ઘરમાં રાંધે છે. એ ડોસો ડોસી બહુ ભલાં છે. એમને એક છોકરો છે તે એમનું પેટ ભરે છે. તે બહુ સારૂં કરે છે. અમે તેમને જોવા જઈશું. કાંઇ આપશો કે નહીં? હા, અમે બાપાને પૂછીશું, તે કહેશે તે આપીશું.

## પાઠ ૪૨.

| | | |
|---|---|---|
| ચોળ. | અરે. | ઓળ. |
| વેળા. | મેલાં. | પહેર. |
| ગંદી. | ઉડે. | મેલ. |
| ગાંડી. | જુઓ. | ડીલે. |
| લૂગડાં. | ચોળતી. | ગંદા. |

જુઓ છોકરાં, આ છોડી કેવી ગંદી છે! એના હાથ પગ કેવા ગંદા છે! એને ડીલે કેટલો મેલ છે! એના માથામાં જુઓ કેટલી છે! એના વાળ કેવા ઉડે છે! એનાં લૂગડાં મેલાં છે! અરે! ગંદી ને ગાંડી છોડી! જા, તું નહા, માથું ચોળ, તારા વાળ ઓળ, બીજાં લૂગડાં પહેર. એ છોડી રોજ નહાતી વેળા રૂએ છે, ને માથું ચોળતી વેળા રૂએ છે. એની મા કહે તેમ કરતી નથી. જુઓ, આ કેવી ગાંડી છે!

---

## પાઠ ૪૩.

| | | | |
|---|---|---|---|
| ઓળખી. | કાચું. | મજુરી. | વાગ્યા. |
| ખેતર. | ઘંટી. | રાખજે. | પૈસા. |
| સાંભળો. | | અનાજ. | વેચવા. |

સાંભળો, બાપા, એ કોણ છે? શું બોલે છે? જુઓ છોકરાં, તમે સાંભળો. બા, એ તો "ઘંટી લો, ઘંટી" એમ બોલે છે. હા. એ

ઘંટી વેચવા આવી છે. તમે એને ઓળખી નહીં? તમે એક દહાડો એને ખેતરમાં જોઇ હતી. ખેતરમાં મજૂરી કરવા આવી હતી, તે એજ કે, બાપા? હવે ઓળખી રાખજે, ભૂલતો નહીં. ખેતરમાં મજૂરી કરવા કેમ આવી હતી? મજૂરી કરે તો ખેતર-વાળા કાચું અનાજ ને થોડા પૈસા આપે. કાચું અનાજ લઇ શું કરે? કાચું અનાજ ઘેર લઇ જાય તે પછી શું કરે તે કાલે કહીશ.

---

## પાઠ ૪૪.

| | | | |
|---|---|---|---|
| બોલો. | શી. | મગ. | વાલ. |
| પાંચ. | થોડી. | અડદ. | |

બોલો છોકરાં, ખાવાની શી શી જણસ છે? સાંભળ મા, જાર, બાજરી, ચોખા, દાળ, મગ, એ પાંચ મેં કહી. હવે બીજી શી છે તે તમે બોલો. સાંભળો, ઘઉં, વાલ, ચોળા, ને અડદ. હજી બીજી થોડી છે તે બોલો. ના, તે પછી કહીશ. ચાર પાંચ કહો. ના, હવે કાલે; એને અનાજ કહે છે. મા, આપણે

દૂધ, ખાંડ, ગોળ, ઘી, ભાજી, દૂધી, એ સૌ ખાઈએ છીએ, તે એ અનાજ કે? ના, ખેતરમાં દાણા પાકે છે તે અનાજ; બીજાને અનાજ ન કહેવું. જુઓ, હું થોડી જાતનાં અનાજ લાવી છું.

---

## પાઠ ૪૫.

| | | | |
|---|---|---|---|
| બાકી. | બાફી. | રોટલા. | દળે. |
| બાફ. | રોટલી. | રોજ. | લોટ |
| દળો. | | આવડે. | |

એમાંનાં કેટલાંક અનાજ બાફીને ખવાય છે; કેટલાંકને દળી લોટ કરી તેની રોટલી કે રોટલા કરે છે. કેટલાંની રોટલી થાય છે, ને કેટલાં બાફીને ખવાય છે તે કહે? જાર ને બાજરીના રોટલા થાય છે, ને ઘઉંની રોટલી થાય છે. બાકીનાં કેમ ખવાય છે? બાકીનાં બાફીને ખવાય છે. અનાજ કાચું ખાઈશમાં, પેટમાં દુખશે તમને બાફતાં આવડે છે? ના, બાફતાં નથી આવડતું. મારા જી રોજ દળીને કે બાફીને મને ખવરાવે છે. શેણે દળે છે? ઘંટીએ.



## પાઠ ૪૬.

| | | | | |
|---|---|---|---|---|
| રમું. | પાટુ. | ગાય. | ધોળી. | અજાણી. |
| ઉઠે. | સૂતી. | પેલી. | રાતી. | અહીં. |

આવ ગાય, અહીં આવ. તારૂં દૂધ પીવું મને બહુ ગમે છે, તારી જોડ રમું કે? જા, તારી બેન સૂતી છે તેને કહે કે જોવા ઉઠે. મારે કહે નહીં ઉઠે. એની કને બીજું કોણ છે? એ માસી સૂતી છે. એને કહે કે ઉઠે. આ બીજી ગાય આવી. એક રાતી છે ને બીજી ધોળી છે. પેલી વળી એક જાય છે. અરે! આ ચોથી સૂતી છે. ઉઠે તો એની જોડ હું રમું? ના, છોકરા, એની કને જઇશમાં. એ ગાય પાટુ મારે છે. પાટુ તે શું બા? ગાય લાત મારે તે પાટુ કહેવાય. માટે અજાણી ગાય પાસે જવું નહીં. મારા ઘેર ગાય છે તે કોઈને પાટુ મારતી નથી. હું તેની જોડ રમું? હા રમજે.

## પાઠ ૪૭.

| | | | | |
|---|---|---|---|---|
| ચારો. | ગોધો * | થોડું. | નાખ. | ભરાય. |
| ઘાસ | બધું | વિના. | નાખીએ. | |

આ ગાયને શું ખાવાનું આપીશું ? બા, પેલો રોટલો છે તે આપું ? ભાઈ, તેથી એનું પેટ નહીં ભરાય. રોજ એ કેટલા રોટલા ખાતી હશે ? એને રોટલા કોણ કરી આપે ? પોતાની મેળે કરે. જો એને હાથ છે ? ના બા, એને હાથ નથી. ત્યારે હાથ વિના મેળે કેમ કરે ? તો શું ખાતી હશે ? એ તો બધુંએ ખાય ; ચારો, ઘાસ, રોટલા, જે નાખીએ તે ખાય. જા, ઘરમાંથી ઘાસ લાવીને નાખ. બધું ન લાવ, થોડું લાવજે. જો પેલો ગોધો આવે છે. બધું ઘાસ એ ગોધો ખાઇ જશે. ગોધો થોડું ઘાસ ખાઇને જશે, એટલે ગાયને બાકીનો ચારો નાખજે.

## પાઠ ૪૮.

| | |
|---|---|
| જોયો. | રંગ. |
| દયા. | કાળો. |
| છાશ. | સમજણ. |
| ભેંસ. | દહીં. |



તેં ભેંસ જોઇ છે ? હા, ઘણીએ. તો કહે, તેનો રંગ કેવો હોય છે ?

---

* ગોધો એટલે આખલો.

ભેંસનો રંગ કાળો હોય છે. તે ઘણું દૂધ દે છે, તે દૂધ આપણે ખાઇએ છીએ, તેનું દહીં કરીએ છીએ, ને દહીંની છાશ કરીએ છીએ. છાશ સારી લાગે છે. ઘી શેનું થાય છે, તે તમે જાણો છો? હા, ઘી દહીંમાંથી થાયછે. આપણા ગામમા એક પાડો છે, તે તમે જોયો છે? હા, જોયો છે. પેલો લોકને મારે છે તેજ કે? હા, એજ. એને દયા નહીં આવતી હોય? તેને દયા શાની? એનામાં કાંઇ સમજણ નથી. જેનામાં સમજણ નહીં તેનામાં દયા કયાંથી હોય?

---

## પાઠ ૪૯.

| | | | |
|---|---|---|---|
| મઠ. | કઢી. | જોયા. | પારખી. |
| મીઠું. | હાથે. | ખીચડી. | દેખાડું. |

છોકરાં, તમે મઠ ખાધા છે? નાજી. મઠ કેવા થાય? મેં મઠ ખાધાએ નથી ને જોયાએ નથી. લો. હું દેખાડું. હું મારે હાથે લઉં? હા, હાથે લો, પણ જોજો, હાથે લેતાં વેરાય નહીં. તમે મીઠું ખાધું છે? હાજી, મીઠું તો રોજ ખાઇએ છીએ. આ બધી જણસમાંથી મીઠું પારખી કાઢો. મીઠું દૂધમાં ખવાય કે? નાજી, દૂધમાં તો ન ખવાય. મીઠું તો રોટલામાં ખવાય. બીજા શા કામમાં આવે છે? શાક, દાળ, છાશ, કઢી, ને ખીચડીમાં મીઠું નાખે છે.

## પાઠ ૫૦.

| | | | | |
|---|---|---|---|---|
| ઝાડ. | ઘેલો. | ચડી. | પીપળો. | ચોરી |
| ખુણો. | | આંબો | લીમડો. | કેરીઓ. |
| ઠીક. | | આમલી. | વડ. | તોડીશ. |

જુઓ, આ ખુણામાં શેનું ઝાડ છે? એ આંબો છે. ઠીક બાપા, એને કેરીઓ કેમ નથી આવી? ઘેલો દેખાય છે. આ દહાડે કેરીઓ ક્યાંથી? કેરીના દહાડામાં હું આંબે ચડી કેરીઓ તોડીશ. લોકને આંબે ચડીને! ના બાપા, પેલા ખુણામાં આપણો આંબો છે તેપરથી તોડીશ. ઠીક, બીજાને આંબેથી કેરી તોડવી નહીં. ઘેલો છોકરો હોય તેજ એવું નઠારૂં કામ કરે છે. એ તો ચોરી છે. તેં બીજાં ઝાડ જોયાં છે? હોવે, ઘણાં એ. આમલી, પીપળો, લીમડો, વડ, ને બીજાં ઘણાં. જો, આ ખુણામાં શેનું ઝાડ છે? એ બોરડીનું છે.

## પાઠ ૫૧.

| | | | |
|---|---|---|---|
| કોઈ. | ફળીઆ. | કીધું | ખબર. |
| નાઠો. | નીકળે. | બેઠી. | લાકડી. |
| | | ઝલી. | |

અરે છોડી, તારા માથામાંથી લોહી કેમ નીકળે છે? પેલે છોકરે લાકડી મારી તેથી લોહી નીકળે છે. તેં કાંઈ કીધું હશે.

ના, હું તો બેઠી હતી, ને ઝટ મારીને નાઠો. અલી, એ કયાં નાઠો? પેલો નાસે છે. તારૂં ઘર કયાં છે? હું બીજા ફળીઆમાં રહું છું. ત્યારે આ ફળીઆમાં કેમ આવી છે? અહીં મારી ફોઇનું ઘર છે. હીંડ, તારી ફોઇને ઝટવારમાં તેડી, એ છોકરાને ઘેર જા, ને એના બાપને કહે. ના, ના, તમે એ વાત મારી ફોઇને કહેશો માં. એમ કહી તે ઝટ પોતાના ફળીઆભણી નાસી ગઈ. પેલો છોકરો કયાં નાઠો, તે પણ કોઇને ખબર પડી નહીં.

## પાઠ ૫૨.

| | | |
|---|---|---|
| સૌ.* | ગાળો. | માંદી. |
| વાળુ. | દીધી. | કડવાં. |
| બચી. | લાત. | ઓસડ. |
| મોઢે. | વાંક. | |

એ છોડી કેવી નઠારી હતી, અને એનું શું થયું તે હું કહું. એ સાઆગળ જૂઠું બોલી. એણે તે છોકરાને ગાળો દીધી ને લાત મારી. એ વાત કોઇને ન કહીને એ જૂઠી છોડી સૌને મોઢે બોલી કે, મારો કાંઈ વાંક નથી. ને વળી એ વાત પોતાનાં મા બાપને કહી નહીં. વળી વાળુમાં છાશ ખાધી, તેથી તણાઇ ગઈ. બાજે દહાડે વાળુ થયું નહીં, ને બહુ માંદી પડી. મરતી મરતી બચી. તે પણ કડવાં કડવાં ઓસડ ખાધાં ત્યારે બચી. જૂઠું બોલે તેને એમ થાય.

---

* 'ઔ' એ બોલઊપરથી અક્ષરને માથે કાનો ને બે માત્રા હોય ત્યારે કેમ ઊચ્ચાર થાય છે તે દેખાડવું.

## પાઠ ૫૩.

| | | |
|---|---|---|
| તોફાન. | લુલો. | મોટાં. |
| આખો. | વાગે. | જીવ. |
| દોડ. | રીતે. | પોતાની. |
| ઉભો. | ચુલામા. | જરા. |

જુઓ, આ છોકરો લુલો છે. શાથી લુલો થયો તે વાત કહું. એ છોકરો આખો દહાડો દોડ દોડ કરે, જરાએ ઉભો રહે નહીં, ને તોફાન કરે. કોઈ કહે તે માને નહીં, એથી એ રોજ પડે. પડે તે વેળા વાગે. એક દહાડો ચુલાકને ઉભો ઉભો તોફાન કરતો હતો ત્યાંથી જેવો દોડવા જાય છે કે ચુલામાં પગ પડેથી એ લુલો થયો. એ રીતે એ પોતાની મેળે લુલો થયો. માટે આખો દહાડો તોફાન ન કરવું, ને મોટાં કહે તે માનવું. એ છોકરો તો લુલો થયો, પણ કોઈવાર એથી જીવ પણ જાય.

## પાઠ ૫૪.

| | | | | |
|---|---|---|---|---|
| ઢોલ. | નિશાળ. | વગાડે. | મજા. | મારતા. |
| ઢગલા. | જણ. | પીપી. | બેસવા. | શેઠ. |
| ખાંધે. | વધારે. | બેસ. | પટેલે. | |
| | પૂરાં. | મેહેતાજી. | વરસ. | |

સાંભળ મા, ઘુ ઘુ વાગે છે. હું જોવા જાઊં? હા, જા, ઢગલાપર જઈ બેસ. શેના ઢગલાપર? પેલા લાકડાંના ઢગલાપર. સૌ

લોકની આગળ એક જણ ઢોલ વગાડે છે. એ ઢોલ ને પીપી વગાડે છે. તે કેવા ધીમે ધીમે હીંડે છે. ગાડીમાં આ નાનો છોકરો બેઠો છે, તે નિશાળે બેસવા જાય છે. એની ખાંધે કેવો સારો બેસ છે. એના બાપાની ખાંધે છે તે વધારે સારો છે. એ શેઠનો છોકરો છે. એ છોકરો બહુ નાનો છે. તે ચાર વરસનો છે. ચારે પૂરાં નથી થયાં! હવે તો નિશાળમાં બહુ મઝા પડે છે. કેવું રમવાનું છે? મેહેતાજી મારતા પણ નથી. એ છોકરાંને બહુ ગમે છે. તો હુંએ જઈશ. મા, હીંડ, મને આજ મેલી આવ.

## પાઠ ૫૫.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખેંચે. | ધૂળ. | ફરે. | બળદ. | ખેડે. | ઢોર. |
| દીઠાં. | કાદવ. | ભણે. | કહેલું | પોતાની. | |
| નાગાં | કજીઓ | હળ. | ધણી. | | |

તમે ઢોર દીઠાં છે? હોવે, બહુ એ. ઢોર કોણે ન દીઠાં હોય? તો કહો, ઢોર કોને કહીએ? ગાય છે, ભેંસ છે, એ ઢોર. કેવાં છોકરાંને ઢોર કેહેવાં? છોકરાંને ઢોર કેહેવાય? હા, જે ધૂળમાં કે કાદવમાં રમે, મેલાં રહે, નાગાં ફરે, ભણે નહીં, કજીઆ કરે, એવાં નઠારાં હોય, તે ઢોર કહેવાય. ગાયો, ભેંસો, બળદ, એ ઢોર તો ઘણાં કામનાં છે, ખાવાને દૂધ દે છે, હળ ખેંચે છે, ગાડી ખેંચે છે, પણ ઢોર જેવાં નઠારાં છોકરાં તો કશાએ કામનાં નહીં. ઢોર જેમ પોતાના ધણીનું કહેલું કરે છે, તેમ સૌ છોકરાંએ મા, બાપ, અને મેહેતાજી કહે તે કરવું.

## પાઠ ૫૬.

| | | | |
|---|---|---|---|
| કૂતરો. | કબૂતર. | પાંખો. | ઘલોડી. |
| | ચકલો. | ઝાડે. | દીઘાં. |
| બિલાડી. | કાગડો. | માળા. | ગધેડો. |
| | પોપટ. | ઉંદર | |

તમે ઢોરનાં નાંમ તો દીધાં, પણ બીજાં કયાં જનાવર જોયાં છે તે કહો? જોયાં હોય તેનાં નામ દો? સાંભળો: બિલાડી, કૂતરો, ઘોડો, ગધેડો, એ ચાર પગનાં છે. ઠીક. ચકલો. કાગડો, પોપટ, કબૂતર, એમને પાંખો હોય, ને પાંખોવતી ઊડે છે. તે શેમાં રહેતાં હશે? ઝાડ માળા બાંધીને તેમાં રહે. ઊંદર, ઘલોડી, ને બીજાં ઘણાં છે. તમારે ઊંદર જોવો છે? ઓહો, મેં તો ઘણાએ જોયા છે. મારા ઘરમાં રોજ દોડાદોડ કરે છે. બધું ઘર ખોદી નાખે છે.

## પાઠ ૫૭.

| | | |
|---|---|---|
| એક. ૧. | લેખણ. | ઉમેરીએ. |
| બે. ૨. | મૂકું. | ઉલટા. |
| ત્રણ. ૩. | જોડે. | |

મારા હાથમાં કેટલી ચોપડીઓ છે? ૧. મારે હાથ કેટલા છે? ૨. આ લેખણ જોડે બે બીજી મૂકું તો કેટલી થાય? ૩. ત્રણમાંથી બે લઇ લઊં તો કેટલી રહે? ૧. ત્રણમાંથી એક જાય તો કેટલી રહે? ૨. એક પાઇમાં બે ઉમેરીએ તો કેટલી થાય? ૩. હવે બોલી જાઓ ૧. ૨. ૩. હવે એથી ઉલટા બોલો ૩, ૨, ૧.

પાઠ ૫૮.

| | |
|---|---|
| ચાર. ૪. | આંગળાં. |
| પાંચ ૫. | પાઈ. |
| છ. ૬. | |

ત્રણ ચોપડીઓમાં એક બીજી મૂકીએ તો કેટલી થાય? ૪ થાય. તમારે એક હાથે કેટલાં આંગળાં છે? ૫. ચારમાં કેટલાં મૂકીએ તો પાંચ થાય? ૧. ને ત્રણમાં કેટલાં મૂકીએ તો પાંચ થાય.? ૨ મૂકવા પડે. ત્રણમાં ત્રણ મૂકીએ તો કેટલાં થાય? ૬ થાય. છ પાઈમાંથી ચાર પાઈ લઉં તો કેટલા બાકી રહે? ૨ રહે. એક ને બે કેટલા? ૩. ત્રણને બે? ૫. પાંચ ને એક? ૬.

પાઠ ૫૯.

| | | |
|---|---|---|
| સાત. ૭. | નવ ૯. | મીડું. |
| આઠ. ૮. | દશ. ૧૦. | |

છ પાઈમાં એક નાખીએ તો કેટલી થાય? ૭ થાય. પાંચમાં બે નાખીએ તો કેટલી થાય? ૭. ને ત્રણ નાખીએ તો કેટલી થાય? ૮ થાય. આઠ પાઈમાંથી ચાર પાઈ લઉં તો કેટલી રહે? ૪ રહે. ને છ લઉં તો કેટલી રહે? ૨ રહે. આઠ પાઈમાં એક પાઈ નાખીએ તો કેટલી પાઈ થાય? ૯ થાય. સાત પાઈમાં બે પાઈ ઉમેરીએ તો કેટલી થાય? ૯ થાય. છ પાઈમાં ત્રણ પાઈ ઉમેરીએ તો કેટલી થાય? તે પણ ૯ થાય. નવ પાઈમાંથી પાંચ લઉં તો કેટલી બાકી રહે? ૪ રહે. નવ પાઈમાં એક પાઈ નાખીએ તો કેટલી થાય? ૧૦ થાય. દશ કેમ લખાય? પહેલો ૧ ને પછી આવું ૦ મીડું લખીએ તેવારે ૧૦ થાય.